# ઈસ્લામ અને માનવ એકતા

લે. મૌલાના સૈયદ જલાલુદ્દીન ઉમરી

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

પ્રાચીન કાળથી જ માનવ-સમાજમાં માનવો અંગે ઊંચ-નીચના આચાર-વિચાર જોવા મળે છે. પ્રાચીન યૂનાને આમ તો સેંકડો વિચારકો અને સુધારકોને જન્મ આપ્યો છે. પરંતુ યૂનાનનો વિખ્યાત દાર્શનિક એરિસ્ટોટલ પણ એમ માનતો હતો કે લોકો જન્મજાત ગુલામ (દાસ)ની હેસિયત ધરાવે છે. તેનાં વિચારોએ વિવાદ તો જગાવ્યો, પણ વિરોધ કરનારાઓનું કંઈ ઉપજ્યું નહીં. આપણા દેશ ભારતમાં હજારો વર્ષથી એ વ્યવસ્થા કાયમ હતી કે કેટલાક લોકો ઊંચી જાતના છે અને કેટલાક લોકો નીચી જાતના. ઊંચી જાતવાળાઓને એ અધિકાર હતો કે તેઓ નીચી જાતવાળાઓની સાથે દરેક પ્રકારનો વ્યવહાર કરે. આ વિચારધારાનો પ્રભાવ એટલો છે કે નવા-નવા કાનૂનો બનવા છતાં, આજે પણ આ ભેદભાવ ન વ્યવહારૂ રૂપે સમાપ્ત થઈ શક્યો છે, ન વૈચારિક રીતે. એટલું જ નહીં, મને-કમને અહીંના વગદાર રાજકીય-સામાજિક નેતાઓ અને વિચારકોએ પણ આ અપ્રાકૃતિક અને અમાનવીય વ્યવસ્થાની તરફદારી કરવી પડે છે. યુરોપના લોકોએ જોયું કે તેઓ ગોરી ચામડીવાળા છે અને આફ્રિકાના લોકો કાળી ચામડીવાળા. આ જોઈને તેમણે એવું માની લીધું કે ગોરી ચામડીના લોકો જન્મજાત ઊંચા લોકો છે અને કાળી ચામડીવાળા જન્મજાત નીચા, તેથી તેમણે ગુલામ બનીને રહેવું અને તેમની સેવા કરવી. આફ્રિકાને Dark Continent આજે પણ કહેવામાં આવે છે. એ જ રીતે વંશીય બાદશાહત કે રાજાશાહીની વ્યવસ્થામાં શાહી પરિવારોએ પોતાની રીતે એમ સમજી લીધું કે તેઓ માલિક છે અને તેમના સિવાય બધા તેમના આધીન. તેમને જન્મજાત બીજા લોકો પર શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, અને તેમને એ અધિકાર છે કે તેઓ તેમના ઉપર રાજ કરે. પ્રાચીન કાળમાં તો રાજા અને બાદશાહોને મહદ્અંશે લોકો ખુદા પણ સમજતા હતા.

તેના સામે ઇસ્લામની વિચારધારા એ છે કે તમામ મનુષ્યોનું મૂળ એક જ છે, આદમ અને હવ્વા; તેથી જન્મજાત કે કોઈ બીજી રીતે કોઈ વ્યક્તિ બીજાથી ચઢિયાતો કે ઊતરતો નથી, બલ્કે સૌ સમાન છે. શ્રેષ્ઠતાનું માપદંડ ફક્ત તકવા (ઈશભય અને સંયમ) છે.

વિદ્વાન લેખક મહોદયે હંમેશની આ વિકટ સમસ્યા પર ખૂબ જ સંક્ષિપ્તમાં, પણ દલીલસભર ચર્ચા કરી છે અને ઇસ્લામી વિચારધારાના પ્રકાશમાં તેનો ઉકેલ દર્શાવ્યો છે.

**ડૉ. શકીલ અહમદ**
ચેરમેન, ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

# મનુષ્યોમાં આચાર-વિચારમાં તફાવત

જો ભૂતકાળના, આજના અને આવતી કાલના તમામ મનુષ્યોને કોઈ એક જગ્યાએ એકઠા કરવામાં આવે અને તેમનાથી તેમની ભાવનાઓ અને લાગણીઓ અને તેમની જરૂરતો વિશે પ્રશ્ન કરવામાં આવે તો બધાના જવાબો એક જેવા હશે. કોઈપણ વ્યક્તિ એવો નહીં નીકળે, જે સુખ અને દુઃખની લાગણીઓ તથા પ્રાકૃતિક તકાદાઓથી ખાલી હોય, અથવા તેની ભાવનાઓ બીજાની ભાવનાઓથી તથા તેના પ્રાકૃતિક જરૂરિયાતો બીજાની પ્રાકૃતિક જરૂરિયાતોથી અલગ હોય. તેમ છતાં મનુષ્યો જુદા-જુદા પંથોમાં અને જૂથોમાં વહેંચાયેલા છે અને દરેક પંથ બીજા પંથથી સંઘર્ષ કરી રહ્યો છે. જાણે કે દરેક જૂથ અને દરેક વ્યક્તિનો સ્વભાવ ભિન્ન-ભિન્ન અને તેમની જરૂરતો અને તકાદાઓ જુદા-જુદા અને એક-બીજાથી અલગ હોય; એશિયાના રહેવાસીને પોતાના જીવન માટે જે વસ્તુઓની જરૂરત હોય છે, અમેરિકાના રહેવાસીને તેની જરૂરત નથી પડતી; યુરોપની પાયાની જરૂરતો આફ્રિકાની પાયાની જરૂરતોથી અલગ છે; રોમનવાસીની જે લાગણીઓ અને ભાવનાઓ છે, યૂનાની તેનાથી અલગ પ્રકારની લાગણીઓ અને ભાવનાઓ રાખે છે.

## જીવન-ધ્યેયના નિર્ધારિણમાં નિષ્ફળતા

જ્યારે કે વાસ્તવિકતા એ છે કે તમામ મનુષ્યો પોતાની પ્રાકૃતિ ભાવનાઓ, સૈદ્ધાંતિક હિતો અને પાયાની જરૂરિયાતોના સંદર્ભમાં એક એકમ છે. તો પછી તે કઈ વસ્તુ છે, જે તેમને ટકરાવ અને સંઘર્ષ તરફ દોરી લઈ જાય છે અને એક-બીજાને નુકસાન પહોંચાડવા અને લોહી વહાવવા માટે તેમને પ્રેરિત કરે છે? આનો જવાબ એ છે કે મનુષ્ય આ દુનિયામાં પોતાના જીવન માટે એવો ધ્યેય ઇચ્છે છે, જે તેની આકાંક્ષાઓ અને કામનાઓનું કેન્દ્ર હોય, જેના આસપાસ તે પોતાની તમામ શક્તિઓ અને યોગ્યતાઓને ફેરવી દે, જેના ઉપર પોતાના જાન-માલ અને સમય ન્યોછાવર કરી દે, જેને પામીને તે શાંતિ અને સંતોષ અનુભવે અને જેને તે સૌથી મુખ્ય સિદ્ધિ સમજે. આ પ્રકારના કોઈ

ધ્યેય વગર તેને ચેન નથી આવી શકતું, બલ્કે તે જીવંત જ રહી શકતો નથી. આ જીવન-ધ્યેયને પામવામાં તે ભટકતો રહ્યો છે. અહીંથી જ તેની નિષ્ફળતા અને નામોશીની દાસ્તાન શરૂ થાય છે.

## જીવનના સીમિત હેતુઓ

આ દુનિયામાં મોટાભાગના લોકોનો જીવન-ધ્યેય ખૂબ જ નિમ્ન કક્ષાનો અને મામૂલી હોય છે. તેઓ પોતાની જાતના આસપાસ ચક્કર લગાવતા રહે છે અથવા વધારેમાં વધારે પત્ની અને બાળકોના હિતો જ તેમના માટે મહત્ત્વના હોય છે. કેટલાક લોકો આનાથી ઉપર ઉઠીને વિચારે તો છે, પણ તેમની નજર સીમિત જ રહે છે અને નાના-નાના હેતુઓ પર જ તેઓ પોતાની શક્તિઓ અને યોગ્યતાઓનો ઉપયોગ કરતા હોય છે. પરંતુ એ એક હકીકત છે કે કોઈપણ સીમિત હેતુ, ચાહે તે પોતાની જગ્યાએ ગમે તેટલો સારો અને ઉપયોગી કેમ ન હોય, તમામ મનુષ્યો અને જુદા-જુદા વર્ગો અને જૂથોનો હેતુ નથી બની શકતો. તેનાથી લગાવ અને પ્રેમ સૌ માટે સંભવ નથી, બલ્કે તેનાથી દરેક માણસને રુચિ પણ મુશ્કેલીથી પેદા થઈ શકે છે. આ જ વસ્તુ મનુષ્યો દરમ્યાન તમામ મતભેદો અને વિવાદોનું મૂળ છે.

## પરિવાર અને કુળનું કલ્યાણ

આ સીમિત જીવન-ધ્યેયનો પણ એક ઇતિહાસ છે. મનુષ્ય જ્યારે એક કબીલા (કુળ)માં રહીને જીવન વિતાવતો હતો, તો તેણે વિચાર્યું કે આ જીવનનો ધ્યેય પરિવાર અને કબીલાની સેવા છે, કબીલાના હિતો માટે સંઘર્ષ, તેની મદદ અને સમર્થન તથા દુશ્મનોથી તેની રક્ષા માણસનું મુખ્ય કર્તવ્ય હતું. કેમ કે કબીલો જ માણસના પાલન-પોષણનું કેન્દ્ર છે. એ જ તેને અસ્તિત્વ બક્ષે છે અને દોડધૂપ કરવાને લાયક બનાવે છે. તેની તમામ શક્તિઓ અને યોગ્યતાઓ કબીલાની મહેરબાનીઓ અને ઉપકારોનું પરિણામ હોય છે. તેથી આ શક્તિઓનો સૌથી સારો ઉપયોગ પણ કબીલાની સેવામાં જ હોઈ શકે છે. એ જ માણસ સફળ છે, જેની શક્તિઓ અને કાબેલિયતો તેના કબીલાને કામ લાગે.

## પોતાની ભાષા બોલનારનું હિત

સભ્યતાએ જ્યારે થોડીક વધારે પ્રગતિ કરી તો માણસે વિચાર્યું કે તેની શક્તિઓ અને યોગ્યતાઓના વિકાસમાં માત્ર કબીલાનો જ ફાળો નથી, જેમાં તેનો જન્મ થયો છે,

બલ્કે તેના વૃદ્ધિ અને વિકાસમાં બીજા ઘણાં પરિવારો અને કબીલાઓનું પણ યોગદાન છે. તેથી એ સાચું અને યોગ્ય નથી કે માણસ કેવળ પોતાના કબીલા અંગે જ વિચારે અને તેના જ હિત માટે બધું કરે. તેની સેવાઓ અને કુરબાનીઓનું વર્તુળ પોતાના કબીલા સુધી સીમિત ન હોવું જોઈએ, બલ્કે તે એ તમામ કબીલાઓ સુધી ફેલાવું જોઈએ, જે એક ભાષા બોલે છે; કેમ કે ભાષા જ જુદા-જુદા કબીલાઓને જોડવાનું માધ્યમ છે. તેનાથી જ માન્યતાઓમાં એકરૂપતા પેદા થાય છે અને કબીલાઓ એક-બીજાની નજીક આવે છે અને એક-બીજાના સહાયક અને મદદગાર બને છે.

એમાં કોઈ સંદેહ નથી કે પરિવાર અને કબીલો અને પોતાની ભાષાવાળાઓથી પ્રેમના પરિણામે તેમના અંદર એક-બીજાની સેવાઓ અને સુરક્ષાની ભાવના ઉભરી, કલ્યાણ અને ઉન્નતિની યોજનાઓ બની, દુશ્મનોથી રક્ષણના પ્રયત્નો કરવામાં આવ્યા, પ્રગતિના રસ્તાઓ શોધવામાં આવ્યા અને એક ખાસ વર્તુળમાં આ બધાથી ફાયદો પણ થયો. પરંતુ આ જ વસ્તુ બીજા કબીલાઓ અને જુદી ભાષાવાળાઓથી અંતરનું કારણ પણ બની. જ્યાં એક કબીલાનું હિત બીજા કબીલાના હિત અથવા એક ભાષા બોલવાવાળાઓનો ફાયદો બીજી ભાષા બોલવાવાળાઓના ફાયદાથી ટકરાયો અથવા તેમાં મતભેદો ઉભર્યા, વૈમનસ્ય અને વેરઝેર પેદા થયા, તો રણમેદાનો તૈયાર થઈ ગયા તથા ખુનામરકી અને લોહીથી જમીન લાલ થતી રહી. ઈતિહાસ આ તબાહી અને બરબાદીનો અનુભવ કરતો રહ્યો છે.

## કોમવાદ અને રાષ્ટ્રવાદની ધારણા અને તેની ખામીઓ

ભાષાની વ્યાપકતા અને વિસ્તારનો પ્રભાવ પણ ક્યારેક એકસો કે હજાર માઈલના અંતરે સમાપ્ત થઈ જતો હોય છે. માણસના હિતનું વર્તુળ આનાથી પણ વધારે વિશાળ વિસ્તાર અને ખૂબ દૂર સુધી ફેલાયેલું છે. તે એવા લોકો અને સમૂહોથી પણ સંબંધ રાખવા માટે મજબૂર છે, જેમની ભાષા તેની ભાષાથી આમ તો જુદી હોય છે, પરંતુ જેમનાથી તેનો ગાઢ આર્થિક, સામાજિક અને સાંસ્કૃતિક સંબંધ હોય છે અને જેઓ તેનાથી સામીપ્ય અને એકરૂપતા અનુભવે છે. આ સંપર્ક અને સંબંધ સામાન્ય રીતે જમીનના એ હિસ્સા સુધી ફેલાયેલા મનુષ્યો વચ્ચે જોવા મળે છે, જેમને પહાડો, નદીઓ, ઉત્પાદનના સાધનો, આબોહવા અને ઋતુની સમરસતાએ એક કરી દીધા હોય અને જેમને ભૌગોલિક રીતે બીજા ભાગોથી અલગ સમજવામાં આવતા હોય. મનુષ્ય જમીનના આ આખા વિસ્તારથી અને તેની એક-એક વસ્તુથી

ફાયદો ઉઠાવે છે, તેનાથી જ તેની સભ્યતા અને સંસ્કૃતિ અસ્તિત્વમાં આવે છે, તેથી જ કહેવામાં આવ્યું છે કે મનુષ્યની નજરની સામે તો આ આખા વિસ્તારની સેવા હોવી જોઈએ, ચાહે તેમાં ગમે તેટલી ભાષાઓ બોલવામાં આવતી હોય, ગમે તેટલી કોમો-જાતિઓ અને કબીલાઓ વસતા હોય અને ગમે તેટલા રંગ અને વંશના લોકો રહેતા હોય. આ જ ધારણા કોમ અને વતનનો પાયો છે. કોમિયત (કોમવાદ કે રાષ્ટ્રવાદ, Nationalism) અને વતનવાદ (વતનપ્રેમ નહીં)ના કેટલાક બીજા કારણો પણ છે. આ બધાને ધ્યાનમાં ન લઈએ તો પણ એ એક હકીકત છે કે કોમ (રાષ્ટ્ર, Nation)અને વતનની સેવા તેમજ તેની મદદ અને હિમાયત જીવનનો એક મોટો ઉદ્દેશ્ય રહ્યો છે. વર્તમાન યુગ પણ તેને સૌથી શ્રેષ્ઠ જીવન-ધ્યેય સમજે છે. તેના નજીક કોમ અને વતન માટે જીવવું અને મરવું તથા દરેક પ્રકારે અને કોઈપણ કિંમતે તેની રક્ષા કરવી મનુષ્ય માટે સર્વોચ્ચ શિખર છે. જે વ્યક્તિ આ ધ્યેય માટે ન્યોછાવર થઈ જાય, તેને એ યોગ્ય સમજવામાં આવે છે કે તેની યાદગાર મનાવવામાં આવે, તેના મૃત્યુ પશ્ચાત્ તેની છબીની સામે શિષ્ટતાથી નમન કરવામાં આવે અને તેની યાદને ઈતિહાસના પૃષ્ઠોમાં સુરક્ષિત કરી લેવામાં આવે.

કોમિયત (Nationalism, રાષ્ટ્રવાદ)ની કલ્પનાથી માનવ-સભ્યતામાં બે મોટી ખરાબીઓ ઉત્પન્ન થાય છે. પહેલી ખરાબી એ છે કે આ વિચારધારા પોતાના સ્વભાવની રીતે માનવીમાં પક્ષપાત, ભેદભાવ અને પૂર્વગ્રહ પેદા કરે છે. જે વ્યક્તિ ખરા અર્થમાં કોમપરસ્ત હશે, તે અનિવાર્યપણે ફક્ત પોતાની કોમનું જ ભલું થાય એમ ઇચ્છશે. તેને કોઈ બીજાની ભલાઈ, કલ્યાણ અને ઉન્નતિમાં કોઈ રસ નહીં હોય અને જો હશે તો પણ ત્યારે જ, જ્યારે તે તેની પોતાની કોમ માટે પણ લાભપ્રદ હોય. દરેક મામલામાં પોતાના કોમી હિતો તેની નજરમાં હશે. જે કામમાં તે પોતાની કોમનો ફાયદો જોશે, તેની તરફ તે દોડી પડશે, ચાહે તે બીજી કોમ માટે ગમે તેટલું હાનિકારક કેમ ન હોય; અને જે કામમાં કોમી નુકસાન હશે, તે તેના માટે તદ્દન બિનજરૂરી અને નાજાયઝ (ગેરકાયદેસર, અનુચિત) ઠરશે, ચાહે તેનાથી કોઈ બીજી કોમને મોટામાં મોટા ફાયદાની આશા જ કેમ રાખવામાં ન આવતી હોય. આને તમે કોમનો એવો વફાદાર કહી શકો છો, જેની નજર કદાપિ હક કે નાહક (સાચા કે ખોટા) પર નથી હોતી, બલ્કે પોતાની કોમના નફા-નુકસાન પર હોય છે. જો તે પોતાના આ સીમિત દૃષ્ટિબિંદુને બદલી નાખે અને દરેક વર્ગ અને પ્રત્યેક માનવ-સમૂહની ભલાઈ ચાહવા લાગે, તો તે માનવતા-પ્રેમી હશે, કોમપરસ્ત નહીં હોય.

કોમિયતની (કોમવાદી કે રાષ્ટ્રવાદી) વિચારધારાની બીજી ખરાબી એ છે કે તેને વરેલો વ્યક્તિ તમામ માનવોને એક દૃષ્ટિથી નથી જોતો, બલ્કે તેમના દરમ્યાન ઊંચ-નીચના અનેકાનેક માપદંડો ઊભા કરી દે છે. ક્યારેક કોઈ કોમને તે એટલા માટે શ્રેષ્ઠ ઠેરવે છે કે સત્તા અને હકૂમત તેના હાથમાં રહે અને ક્યારેક તેની દૃષ્ટિએ કોઈ કોમ એટલા માટે ઊંચી થઈ જાય છે કે તે એક ખાસ ભાષા બોલે છે અથવા તેનો કોઈ ખાસ વંશ કે પ્રદેશથી સંબંધ છે. સ્પષ્ટ છે કે જ્યાં આ ખરાબી હશે, ત્યાં તમે માનવ-સમાનતાની કલ્પના પણ નથી કરી શકતા.

વર્તમાન યુગ કોમપરસ્તી (રાષ્ટ્રવાદ કે કોમવાદ)નો યુગ છે, તેથી તેમાં આ બંને ખરાબીઓ સંપૂર્ણપણે જાહેર થઈ ચૂકી છે. એક તરફ કોમી ભેદભાવ અને પૂર્વગ્રહ પૂરેપૂરી સફાઈથી ઉભરી આવ્યો છે અને બીજી તરફ આજનો માનવી સમાનતાની કલ્પના છોડી ચૂક્યો છે. આમ, આનું જ પરિણામ છે કે કોઈપણ સત્તાધીશ કોમ પોતાની છત્રછાયામાં કોઈ પરાધીન કોમને જીવવાનો અધિકાર સુદ્ધા આપવા તૈયાર નથી. તે તેમની પ્રગતિ અને ખુશહાલીની દુશ્મન છે અને ડગલે-ને-પગલે તેમના માર્ગમાં કાંટાઓ બિછાવતી રહે છે. આ પરિણામો ખુલીને સામે આવી ગયા પછી કોણ કહી શકે છે કે માનવતાનું કલ્યાણ અને તેની ભલાઈ કોમિયત (રાષ્ટ્રવાદ)ની વિચારધારામાં છે અને તેનાથી દુનિયાને શાંતિ અને સુખચેન મળી શકે છે?

## સીમિત હેતુઓથી વૈમનસ્ય ઊભું થાય છે

વાસ્તવિકતા એ છે કે આ ખોટા હેતુઓએ મનુષ્યોના પરિવારોમાં ફાટફૂટ ઊભી કરી દીધી છે અને તેમના વચ્ચે નફરત અને દુશ્મનીના બીજ વાવી દીધા છે. દરેક વ્યક્તિ પોતાના ખોળ અને કોચલામાં બંધ થઈને વિચારે છે અને બીજા લોકોની સમસ્યાઓ અને મુશ્કેલીઓથી તેને રસ જ રહ્યો નથી. સાચું હોય કે ખોટું, સત્ય હોય કે અસત્ય, પોતાના સમૂહ અને પોતાના જૂથની હિમાયતને કર્તવ્ય સમજવામાં આવે છે. આંતરરાષ્ટ્રીય સંબંધો સુદ્ધા અંગત સ્વાર્થોના આધીન થઈ ગયા છે. પોતાની કોમ (રાષ્ટ્ર)ના ફાયદા માટે બીજી કોમોને નુકસાન પહોંચાડવામાં પણ કોઈ સંકોચ કરવામાં આવતો નથી. ફિરકાઓ બીજા ફિરકાઓથી ટકરાય છે અને એક કોમ બીજી કોમથી લડી રહી છે, સંઘર્ષ કરી રહી છે. માનવ-જાત શાંતિ અને સુખચેનથી દૂર અને ખૂબ દૂર થતી જઈ રહી છે. યુદ્ધ અને લડાઈઓના કાળા વાદળો દરેક બાજુએથી છવાતાં જઈ રહ્યા છે. માનવી નિરંતર ભયના ઓથાર હેઠળ જીવી રહ્યો છે કે કોણ જાણે ક્યારે

આમાંથી આગ વરસવા લાગે અને વસ્તીઓ વેરાન અને કબ્રસ્તાન બની જાય !

## વૈશ્વિક બિરાદરી કે વિશ્વ-બંધુત્વની કલ્પના્ અને તેની ત્રુટિઓ

આના ઉકેલ માટે વૈશ્વિક માનવ-બિરાદરીની કલ્પના પ્રસ્તુત કરવામાં આવે છે, અર્થાત્ તમામ કોમો પોતાના સમાન હિતો માટે એક થઈ જાય અને તેની પ્રાપ્તિ માટે હળીમળીને પ્રયાસ કરે. પોતે પણ જીવતી રહે અને બીજાઓને પણ જીવવાનો હક્ક આપે. પરંતુ આ એક કાલ્પનિક અને કૃત્રિમ ધારણા છે. દુનિયાએ તેનું પણ સમર્થન નથી કર્યું. માનવીના તમામ નિર્ણયો અને ઉપાયો તેની વિચારધારાને તાબે હોય છે. વિચારધારા અને દૃષ્ટિકોણના આધારે જ સુલેહ અને યુદ્ધ, મિત્રતા અને વેર હોય છે. તેમનાથી સંપર્કો અને સંબંધોમાં મજબૂતી અને સ્થાયીત્વ પેદા થાય છે અથવા તેમાં કમજોરી ઉત્પન્ન થાય છે. વિચારધારાઓમાં વિરોધાભાસ હોય તો મતભેદો અનિવાર્યપણે ઊભા થશે. જે વ્યક્તિ સામ્યવાદ પર આસ્થા રાખતો હોય, તેના માટે મૂડીવાદ તરફ સમાધાનનો હાથ આગળ કરવો અસંભવ છે. કોમપરસ્ત માનસિકતા કોમિયતના વિરોધીને સહન કરી શકતી નથી. વિચારધારાના મતભેદનો ઇતિહાસ બતાવે છે કે તેનાથી માનવો દરમ્યાન હંમેશા વિવાદો, ઝઘડાઓ અને લડાઈઓ થતી રહી છે. એ કેવી રીતે શક્ય છે કે આજે એ જ વસ્તુ પ્રેમ અને લગાવનું સધાન બની જાય ! આ એક એવો સ્વાભાવિક પ્રશ્ન છે, જેની અવગણના કરી શકાય તેમ નથી અને વૈશ્વિક બિરાદરીની કલ્પના પ્રસ્તુત કરનારાઓ હજુ સુધી આનો જવાબ પણ આપી શક્યા નથી.



# માનવ-એકતાના ઈસ્લામી આધારો

ઈસ્લામે માનવ-એકતાનો વિશાળ, સર્વગ્રાહી અને સ્પષ્ટ વિચાર આપ્યો છે અને તેના માટે ખૂબ જ નક્કર અને મજબૂત આધારો ઉપલબ્ધ કર્યા છે. તેની દૃષ્ટિએ તેનો પહેલો આધાર એ છે કે તમામ મનુષ્યો એક અલ્લાહનું સર્જન અને તેના બંદાઓ છે. બીજો આધાર એ છે કે આ બધાનું મૂળ એક છે, તેથી તમામ બાહ્ય તફાવતો છતાં તેઓ એક એકમ છે. ઈસ્લામ આ આધારો પર માનવ-જાતના તમામ વર્ગો અને જૂથોને જોડે છે અને આ માર્ગમાં જે ભેદભાવો અને પૂર્વગ્રહો અવરોધરૂપ છે, તેમને એક-એક કરીને દૂર કરે છે. ઈસ્લામે આપેલ આ આધારોને માની લેવામાં આવે તો મતભેદો અને તફાવતોના અંધકારમાંથી એકતાનો સૂર્ય ઊગી શકે છે અને જે કોમો (રાષ્ટ્રો) અને માનવ-સમૂહો કે જાતિઓ પરસ્પર ઝઘડી રહી છે, તે હળીમળીને જીવન વિતાવી શકે છે.

## તમામ મનુષ્યો એક અલ્લાહના બંદાઓ છે

ઈસ્લામે ખુદા (ઈશ્વર)ની અત્યંત સાચી ધારણા આપી છે. એ જ તેની શિક્ષાઓનો આત્મા છે. તે એ હકીકતને દલીલોની સાથે ખૂબ જ ભારપૂર્વક પ્રસ્તુત કરે છે કે આ વિશાળ સૃષ્ટિ, જેની વિશાળતાનું અનુમાન કરી શકાય તેમ નથી, એક માત્ર અલ્લાહનું સર્જન છે. તેની જ તેના ઉપર સત્તા છે. મનુષ્ય પણ તેના અસંખ્ય સર્જનોની જેમ તેનું એક સર્જન છે. એ જ તેનો સર્જનહાર, માલિક, મા'બૂદ (ઉપાસ્ય) અને શાસક છે. તેણે તેના માટે હવા, પાણી, પ્રકાશ, અંધકાર, ગરમી અને ઠંડી પેદા કરી છે; સમુદ્રો અને ધરતીને તેના વશમાં કરી દીધી, તે જ તેને રોજી આપનાર છે અને પાલનહાર પણ એ જ છે. તેના હાથમાં જીવન અને મૃત્યુ, બીમારી અને તંદુરસ્તી તથા તંગી અને ખુશહાલી છે. એ જ તેની ફરિયાદો સાંભળે છે અને તેની આશાઓને પૂરી કરનાર પણ એ જ છે. એ જ 'મુશ્કિલકુશા' (મુશ્કેલીઓને દૂર કરનાર) અને 'હાજતરવા' (હાજતો-જરૂરિયાતોને પૂરી કરનાર) છે. એ જ તેનો

સાચો સહારો છે. જ્યારે તમામ સહારાઓ છૂટી જાય છે, ત્યારે તેનો જ સહારો કામ આવે છે. એ જ તેને શરણ આપવાવાળો છે. તે શરણ ન આપે તો તેને ક્યાંય પણ શરણ નથી મળી શકતું અને જો તે મદદ ન કરે તો કોઈ તેની મદદ નથી કરી શકતું. તેના ઉપકારો એટલા બધા છે અને મનુષ્ય તેના ઉપકારો નીચે એટલો દબાયેલો છે કે તે ન તો તેની ગણતરી કરી શકે છે અને ન તેનો સાચા અર્થમાં આભાર જ માની શકે છે.

اَللّٰهُ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ وَسَخَّرَ لَكُمُ الْفُلْكَ لِتَجْرِىَ فِى الْبَحْرِ بِاَمْرِهٖ ۚ وَسَخَّرَ لَكُمُ الْاَنْهٰرَ ۚ وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَالْقَمَرَ دَآئِبَيْنِ ۚ وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ۚ وَاٰتٰىكُمْ مِّنْ كُلِّ مَا سَاَلْتُمُوْهُ ؕ وَاِنْ تَعُدُّوْا نِعْمَتَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ الْاِنْسَانَ لَظَلُوْمٌ كَفَّارٌ ۚ

''અલ્લાહ એ જ છે જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને આકાશોમાંથી પાણી વરસાવ્યું, પછી તેના વડે તમારી આજીવિકા માટે વિવિધ પ્રકારના ફળો પેદા કર્યા, અને તેણે જ તમારા માટે નૌકાને આધીન કરી કે સમુદ્રમાં તેના આદેશથી ચાલે અને તેણે સૂર્ય અને ચંદ્રને તમારા માટે વશમાં કર્યા જે લગાતાર ચાલી રહ્યા છે અને તેણે જ રાત અને દિવસને તમારા માટે કામે લગાડ્યા અને જે કંઈ તમે માગ્યું (અર્થાત્ જે વસ્તુઓની તમારા અસ્તિત્વ અને જીવન માટે જરૂરી હતું) તે બધું જ આપ્યું. જો તમે અલ્લાહની નેઅ્મતો (કૃપાઓ)ની ગણતરી કરવા ચાહો તો નથી કરી શકતા. નિઃશંક, મનુષ્ય મોટો અન્યાયી અને મોટો અપકારી છે.''

(કુર્આન, સૂરઃ ઇબ્રાહીમ, ૩૨-૩૪)

## સૌનો જીવન-ધ્યેય અલ્લાહની બંદગી છે

મનુષ્યને પોતાના એ જ માલિક અને સંરક્ષકની ઇબાદત માટે પેદા કરવામાં આવ્યો છે. આ દુનિયામાં આ જ તેની હેસિયત છે અને આ જ તેના માટે શોભાસ્પદ છે. આનાથી જ તે અલ્લાહના ઉપકારો અને કૃપાઓનો આભાર વ્યક્ત કરી શકે છે અને પોતાના બંદા હોવાનું પ્રમાણ આપી શકે છે.

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ ٱعْبُدُوا۟ رَبَّكُمُ ٱلَّذِى خَلَقَكُمْ وَٱلَّذِينَ مِن قَبْلِكُمْ
لَعَلَّكُمْ تَتَّقُونَ ۝ ٱلَّذِى جَعَلَ لَكُمُ ٱلْأَرْضَ فِرَٰشًا وَٱلسَّمَآءَ بِنَآءً
وَأَنزَلَ مِنَ ٱلسَّمَآءِ مَآءً فَأَخْرَجَ بِهِۦ مِنَ ٱلثَّمَرَٰتِ رِزْقًا لَّكُمْ ۖ فَلَا تَجْعَلُوا۟
لِلَّهِ أَندَادًا وَأَنتُمْ تَعْلَمُونَ ۝

''હે લોકો ! બંદગી કરો પોતાના રબ (માલિક અને પાલનહાર)ની જેણે તમને પણ પેદા કર્યા અને એ લોકોને પણ પેદા કર્યા જે તમારા અગાઉ થઈ ગયા છે. આશા છે કે તમે તેના અઝાબ (યાતના)થી બચી જશો. તે જ છે જેણે તમારા માટે ધરતીને પાથરણું અને આકાશને છત બનાવી અને આકાશથી પાણી વરસાવ્યું અને તેના દ્વારા ફળો (ખાદ્ય પદાર્થો)નો ખોરાક તમારા માટે કાઢ્યો. પછી અલ્લાહની સાથે (કોઈને) ભાગીદાર ન બનાવો અને તમે જાણો છો (કે તેનો કોઈ વિકલ્પ નથી.)''

(કુર્આન, સૂરઃ બકરહ, ૨૧-૨૨)

## આ જ તમામ પયગંબરો (ઈશદૂતો)ની શિક્ષા છે

આ જ શિક્ષા એ તમામ પયગંબરો અને આજ્ઞાંકિત બંદાઓની હતી, જેઓ મહિમાવાન અલ્લાહ તરફથી મનુષ્યોના માર્ગદર્શન માટે દુનિયાના વિભિન્ન ભાગોમાં અને જુદા-જુદા યુગોમાં આવતા રહ્યા અને જેનો ક્રમ અંતિમ રસૂલ (ઈશદૂત) હઝરત મુહમ્મદ ﷺ સુધી ચાલતો રહ્યો.

وَمَآ أَرْسَلْنَا مِن قَبْلِكَ مِن رَّسُولٍ إِلَّا نُوحِىٓ إِلَيْهِ أَنَّهُۥ لَآ
إِلَٰهَ إِلَّآ أَنَا۠ فَٱعْبُدُونِ ۝

''અમે તમારાથી પહેલાં જે રસૂલને પણ મોકલ્યો, તેના તરફ આ જ વહી (દિવ્ય સંચેતના, દિવ્ય વાણી) કરી છે કે મારા સિવાય કોઈ મા'બૂદ (ઉપાસ્ય) નથી. તેથી તમે મારી જ બંદગી (પૂજા, ઉપાસના) કરો.''

(કુર્આન, સૂરઃ અંબિયા, ૨૫)

## આ ધ્યેય પર સૌ એક અને સંગઠિત થઈ શકે છે

જીવનનો આ ધ્યેય કોઈ એક વ્યક્તિ, વર્ગ અને કોમ (જાતિ, રાષ્ટ્ર) અને દેશનો નથી, બલ્કે સમગ્ર માનવ-જાતનો ધ્યેય છે; અમીરનો પણ અને ગરીબનો પણ, વિકાસશીલનો પણ અને અલ્પવિકસિત અને પછાતનો પણ, હિન્દુસ્તાનીનો પણ અને ચીનવાસીઓનો પણ, એશિયનોનો પણ અને યુરોપીયનોનો પણ, રશિયનોનો પણ અને અમીરિકીઓનો પણ. મહાન અલ્લાહે વ્યક્તિઓ અને સમૂહો માટે અલગ-અલગ ધ્યેયો નથી બતાવ્યા, બલ્કે સૌનો એક જ ધ્યેય ઠેરવ્યો છે અને ધરતી પર વસતાં દરેક વ્યક્તિ અને પ્રત્યેક સમૂહ અને જૂથથી પોતાની બંદગીની માગણી કરી છે.

આ જ દુનિયાનો એક માત્ર ધ્યેય છે, જે પૂર્વ અને પશ્ચિમ તથા ઉત્તર અને દક્ષિણના તમામ લોકોનો ધ્યેય હોઈ શકે છે અને જેના પર વર્ણ (કે રંગ) અને વંશ તેમજ કોમ (જાતિ, રાષ્ટ્ર) અને વતન અને દેશના ભેદભાવો હોવા છતાં તેઓ એક અને સંગઠિત થઈ શકે છે. તેના માટે ન તો કોઈ અજમી (બિનઆરબ) એવું કહી શકે છે કે આ ફક્ત આરબો માટે છે અને ન કોઈ આરબ તેને માત્ર અજમીઓ (બિનઆરબો)નો ધ્યેય ઠેરવી શકે છે. ન પૂર્વ તેનાથી અંતર મહેસૂસ કરી શકે છે અને પશ્ચિમ. એટલા માટે કે આ દરેક મનુષ્યના હૃદયની પોકાર છે. તેનાથી તેની પ્રાકૃતિક તરસ છિપે છે. તેમાં દરેક વર્ણ અને વંશ તથા ધરતીના પ્રત્યેક ભાગના મનુષ્યો માટે આકર્ષણ છે. પોતાના સર્જનહાર અને માલિક તથા પરમ્ કૃપાળુ તરફ વધવું અને તેનાથી સમીપ થવું મનુષ્યનો સ્વભાવ છે; કેમ કે ડગલે-ને-પગલે તે તેના તરફ રજૂ થવા અને તેની છત્રછાયામાં શરણ લેવા વિવશ છે. મુશ્કેલીઓમાં તે તેનો જ સહારો શોધે છે અને ખુશીઓમાં તેના જ ઉપકારોનો આભાર વ્યક્ત કરે છે. તેની ઇબાદત (ઉપાસના) અને બંદગી (પૂજા-અર્ચના)માં સ્વયં તેને પોતાને જ લાભ છે અને તેનાથી વિદ્રોહ અને તેની અવજ્ઞામાં સ્વયં તેનું પોતાનું નુકસાન છે.

અને પછી, સર્વોચ્ચ અને મહાન અલ્લાહની કોઈ જાત-બિરાદરી નથી. તેનો કોઈ પરિવાર અને કુટુંબ-કબીલો નથી. તેનું અસ્તિત્વ અને ઉપસ્થિતિ ધરતીના કોઈ ભાગમાં સીમિત નથી. તે સર્વત્ર છે અને દરેકને જોઈ રહ્યો છે અને તેની ફરિયાદ સાંભળે છે અને તેની મદદ કરે છે. તેનાથી પ્રત્યેક માણસ સંબંધ જોડી શકે છે; ગોરો પણ અને કાળો પણ, મજૂર પણ અને માલિક પણ, ખેડૂત પણ અને વેપારી પણ, શિક્ષક પણ અને વિદ્યાર્થી પણ, હાકેમ (સત્તાધીશ) પણ અને પ્રજા પણ – સૌ તેની નજરમાં એક સમાન

છે. સૌ તેની તરફ વધી શકે છે અને તેનાથી સામીપ્ય અને પ્રેમની કામના કરી શકે છે. કોઈ વ્યક્તિ ન તો પોતાના વંશ અને પરિવારથી તેના પાસે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરી શકે છે અને ન હોદ્દા, પદ કે રુત્બાથી. તેના સુધી પહોંચવા માટે ન તો બદહાલી (નિર્ધનતા) રુકાવટ બની શકે છે અને ખુશહાલી સહાયક અને મદદગાર હોય છે. તે દરેક એ વ્યક્તિને આગળ વધીને લેવા માટે તૈયાર છે, જે તેના તરફ વધે, ચાહે આફ્રિકાનો હોય કે અમેરિકાનો, અંગ્રેજી બોલતો હોય કે હિન્દી. જે વ્યક્તિ પોતાની જાતને તેની ગુલામીમાં આપવા માગે, તેના માટે કોઈ અવરોધ નથી. જે ખૂણેથી જે વ્યક્તિ પણ તેને પોકારે તેની પોકારનો જવાબ આપવા માટે તે હંમેશા તૈયાર છે.

وَاِذَا سَاَلَكَ عِبَادِىْ عَنِّىْ فَاِنِّىْ قَرِيْبٌ ؕ اُجِيْبُ دَعْوَةَ الدَّاعِ
اِذَا دَعَانِ ۙ فَلْيَسْتَجِيْبُوْا لِىْ وَلْيُؤْمِنُوْا بِىْ لَعَلَّهُمْ يَرْشُدُوْنَ ۞

"જ્યારે તમને મારા બંદાઓ મારા વિશે પ્રશ્ન કરે, તો કહી દો કે હું નજીક છું, પોકારનાર જ્યારે મને પોકારે છે તો હું તેની પોકારનો જવાબ આપું છું. તેથી તેણે પણ મારા આદેશનું પાલન કરવું જોઈએ, મારા પર ઈમાન રાખે. (આ રીતે) આશા છે કે તેઓ સન્માર્ગ પામી લે."

(કુર્આન, સૂરઃ બકરહ, ૧૮૬)

આ સૃષ્ટિનો એક ઈશ્વર છે, તમામ મનુષ્યો તેના બંદાઓ છે અને તેની જ બંદગી (પૂજા-અર્ચના અને ઉપાસના) માટે પેદા કરવામાં આવ્યા છે એવી ધારણા મનુષ્યો દરમ્યાન પૂર્વગ્રહો અને ભેદભાવોને સમાપ્ત કરીને તેમને એક 'એકમ'માં ફેરવી નાખે છે. તેને માની લીધા પછી મનુષ્યમાં ઈજ્જત અને અપમાનના નાના-નાના તફાવતો કદાપિ ઉભરી જ નથી શકતા. અલ્લાહની બંદગીની ભાવના સેવક અને સ્વામી, શાસક અને પ્રજા, મજૂર અને માલિક, ગોરા અને કાળા, આરબ અને બિનઆરબ સૌને એક હરોળમાં ઊભા કરી દે છે અને નિમ્ન સ્તરના ભેદભાવો અને ફરકને ભૂલીને સૌ તેના સામે સિજદામાં પડી જાય છે.

## માનવ-જાતનું મૂળ એક છે

કુર્આન-મજીદે વારંવાર એ હકીકત વર્ણવી છે કે માનવ-જાતનો આરંભ એક જ જીવથી થયો છે. તેનાથી જ તેનું જોડું બનાવવામાં આવ્યું અને પછી આ બંનેથી તેમનો

વંશ ફેલાયો, કૂળ અને કબીલાઓ બન્યા, કોમો (જાતિઓ) અને સમાજોએ જન્મ લીધો અને માનવ-આબાદી ધરતી પર વિભિન્ન ભાગો અને વિસ્તારોમાં ફેલાતી ગઈ. એક જગ્યાએ ફરમાવવામાં આવ્યું –

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ ٱتَّقُوا۟ رَبَّكُمُ ٱلَّذِى خَلَقَكُم مِّن نَّفْسٍ وَٰحِدَةٍ وَخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيرًا وَنِسَآءً ۚ وَٱتَّقُوا۟ ٱللَّهَ ٱلَّذِى تَسَآءَلُونَ بِهِۦ وَٱلْأَرْحَامَ ۚ إِنَّ ٱللَّهَ كَانَ عَلَيْكُمْ رَقِيبًا ۝

''હે લોકો ! પોતાના રબ (માલિક અને પાલનહાર)થી ડરો, જેણે તમને એક જીવથી પેદા કર્યા અને તેનાથી જ તેનું જોડું (પણ) પેદા કર્યું અને આ બંનેથી ઘણાં પુરુષો અને સ્ત્રીઓ ફેલાવી દીધા. ડરો તમે અલ્લાહથી, જેના નામે તમે પરસ્પર એક-બીજાથી પોતાના હક્કો માગો છો અને પરસ્પર એક-બીજાથી રિશ્તા-નાતાઓના મામલામાં પણ ડરતા રહો. નિઃશંક, અલ્લાહ તમને જોઈ રહ્યો છે.''

(કુર્આન, સૂરઃ નિસા, ૧)

## માનવ-જાતની એકતાને તોડવી બગાડ અને ઉપદ્રવ છે

આ એ વાતની ઘોષણા છે કે તમામ મનુષ્યો વાસ્તવમાં એક જ માતા-પિતાના સંતાનો છે. તેઓ એક-બીજાના ભાઈ છે, જેઓ દુનિયામાં એક ખૂણેથી બીજા ખૂણા સુધી ફેલાયેલા છે. મહિમાવાન અલ્લાહે તેમના વચ્ચે ભાઈચારા અને બંધુત્વનો જે સંબંધ સ્થાપિત કરી દીધો છે, તેને તોડવાની ઇસ્લામ હરગિજ પરવાનગી આપતો નથી અને આ દિશામાં જે ડગલું પણ ઉઠાવવામાં આવે તેનો તે વિરોધ કરે છે. તેના નજીક આ પરિવારને વેરાન અને બરબાદ કરવાની દરેક કોશિશ 'ફિત્ના' (ઉપદ્રવ) અને 'ફસાદ' (બગાડ) સમાન છે. કુર્આને હઝરત મૂસા અલૈ. અને ફિરઓનના વૃત્તાંતનું ખૂબ વિગતવાર વર્ણન કર્યું છે. ફિરઓને અલ્લાહથી વિદ્રોહ અને બંડ કર્યો હતો અને આખી કોમને વર્ગોમાં વહેંચી નાખી હતી. એક વર્ગ શાસક હતો અને બીજો વર્ગ પરાધીન પ્રજા. મહાન અલ્લાહે હઝરત મૂસા અલૈ. દ્વારા આ 'ફસાદ' (બગાડ)ને સમાપ્ત કર્યો, મજલૂમો (પીડિતો)ની મદદ કરી અને જાલિમોને ધરતીના પટ પરથી જ નષ્ટ કરી નાખ્યા. ઇરશાદ છે –

إِنَّ فِرْعَوْنَ عَلَا فِي الْأَرْضِ وَجَعَلَ أَهْلَهَا شِيَعًا يَسْتَضْعِفُ طَائِفَةً مِّنْهُمْ يُذَبِّحُ أَبْنَاءَهُمْ وَيَسْتَحْيِي نِسَاءَهُمْ إِنَّهُ كَانَ مِنَ الْمُفْسِدِينَ ۝ وَنُرِيدُ أَن نَّمُنَّ عَلَى الَّذِينَ اسْتُضْعِفُوا فِي الْأَرْضِ وَنَجْعَلَهُمْ أَئِمَّةً وَنَجْعَلَهُمُ الْوَارِثِينَ ۝ وَنُمَكِّنَ لَهُمْ فِي الْأَرْضِ وَنُرِيَ فِرْعَوْنَ وَهَامَانَ وَجُنُودَهُمَا مِنْهُم مَّا كَانُوا يَحْذَرُونَ ۝

''નિ:શંક, ફિરઓને ધરતી ઉપર માથું ઊંચક્યું અને તેના રહેવાસીઓને જૂથોમાં વહેંચી નાખ્યા. તેમાંથી એક જૂથ (બની ઈસરાઈલ)ને કમજોર બનાવી રાખ્યું, તેમના પુત્રોને કતલ કરી નાખતો અને તેમની સ્ત્રીઓને જીવતી રહેવા દેતો. વાસ્તવમાં તે બગાડ પેદા કરનારા લોકોમાંથી હતો. અમે એ લોકો પર ઉપકાર કરવા માગતા હતા. જેમને ધરતીમાં કમજોર બનાવીને રાખવામાં આવ્યા હતા, તેમને પેશવા (નેતા) બનાવવા માગતા હતા અને તેમને જ વારસ બનાવવા માગતા હતા અને ધરતીમાં તેમને સત્તા પ્રદાન કરવા માગતા હતા અને તેમના વડે ફિરઓન અને હામાન અને તેમના લશ્કરોને તે બધું જ દેખાડી દેવા માગતા હતા જેનાથી તેઓ ડરી રહ્યા હતા.'' (કુર્આન, સૂર: કસસ, ૪-૬)

## રંગ, વંશ અને ભાષા વગેરેના તફાવત કુદરતની નિશાનીઓ છે

મનુષ્યો દરમ્યાન રંગરૂપ, વંશ અને કુળ, ભાષા અને બોલી, રહેણી-કરણી, વેપાર-વ્યવસાય અને કામધંધો, જાતિ-જ્ઞાતિ, રાષ્ટ્ર અને પ્રદેશ અને વતન વગેરેના તફાવતને ઇસ્લામ અલ્લાહની અસંખ્ય ને'મતો (બક્ષિસો, કૃપાઓ)માંથી એક નિશાની ઠેરવે છે. મનુષ્યોમાં રહેલા આ તફાવત બતાવે છે કે આ સૃષ્ટિ પર તેના સર્જનહાર અને માલિકને સંપૂર્ણ વર્ચસ્વ અને પ્રભુત્વ અને સત્તા પ્રાપ્ત છે. તે જેને ચાહે તેને સુંદર બનાવીને પેદા કરે છે અને જેને ચાહે છે તેને તેનાથી વંચિત કરી દે છે. જેને ધરતીના જે ભૂભાગમાં પેદા કરવા ચાહે, પેદા કરે છે અને જે બોલી ચાહે શિખવાડે છે. જો કોઈ વ્યક્તિ આમાંથી કોઈ વસ્તુને પોતાની શ્રેષ્ઠતા કે નીચતાની દલીલ સમજે છે તો તે કુદરતની એક ખૂબ

મોટી નિશાનીથી શિખામણ નથી મેળવી રહ્યો. તે એ દષ્ટિથી વંચિત છે, જેમાં અલ્લાહની દલીલોનો અભ્યાસ કરવાની યોગ્યતા હોય છે.

وَمِنْ اٰيٰتِهٖٓ اَنْ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ اِذَآ اَنْتُمْ بَشَرٌ تَنْتَشِرُوْنَ ۝
وَمِنْ اٰيٰتِهٖٓ اَنْ خَلَقَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا لِّتَسْكُنُوْٓا اِلَيْهَا
وَجَعَلَ بَيْنَكُمْ مَّوَدَّةً وَّرَحْمَةً ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ۝
وَمِنْ اٰيٰتِهٖ خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافُ اَلْسِنَتِكُمْ وَاَلْوَانِكُمْ ۭ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلْعٰلِمِيْنَ ۝ وَمِنْ اٰيٰتِهٖ مَنَامُكُمْ بِالَّيْلِ وَالنَّهَارِ
وَابْتِغَاۗؤُكُمْ مِّنْ فَضْلِهٖ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ۝

''તેની નિશાનીઓમાંથી એક એ છે કે તેણે તમને માટીમાંથી પેદા કર્યા, પછી તમે હવે મનુષ્ય છો ધરતીમાં ફેલાયેલા. આ પણ તેની નિશાનીઓમાંથી એક છે કે તેણે સ્વયં તમારા અંદરથી તમારા જોડાઓ બનાવ્યા, જેથી તમે તેમના પાસે મનની શાંતિ મેળવી શકો અને તેણે તમારા વચ્ચે પ્રેમ અને દયાની ભાવનાઓ મૂકી દીધી. નિઃશંક, આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જેઓ વિચાર કરે છે. તેની નિશાનીઓમાંથી છે આકાશો અને ધરતીનું સર્જન, અને તમારી ભાષાઓ અને તમારા રંગોમાં ભિન્નતા. નિશ્ચિતપણે આમાં ઘણી નિશાનીઓ છે બુદ્ધિશાળી લોકો માટે. તેની નિશાનીઓમાંથી તમારું રાત્રે ઊંઘવું અને દિવસે તમારું તેની કૃપા (આજીવિકા)ને શોધવું પણ છે. નિઃશંક, આમાં ઘણી નિશાનીઓ છે એ લોકો માટે જેઓ વાત (ધ્યાનપૂર્વક) સાંભળે છે.''

(કુર્આન, સૂરઃ રૂમ, ૨૦-૨૩)

આ આયતોમાં કેટલીક મહત્ત્વની હકીકતો વર્ણવવામાં આવી છે.

(૧) સર્વોચ્ચ અલ્લાહે મનુષ્યને માટીથી પેદા કર્યો, આ વર્ણનથી મનુષ્યના કોમી, વંશીય, આર્થિક, વૈચારિક અને બૌદ્ધિક દરેક પ્રકારના અહંકારને તોડી નાખવામાં આવ્યો છે. મનુષ્ય ચાહે ગમે તે દેશનો બાદશાહ હોય, કોઈપણ શાસક કોમ અને કબીલાથી સંબંધ ધરાવતો હોય, ગમે તેટલો મોટો પૂંજીપતિ કે ઉદ્યોગપતિ

હોય, જ્ઞાન અને વિદ્વતા, તથા શક્તિ અને બળમાં પર્વત જેવો કેમ ન હોય, એ હકીકત છે કે તે માટીમાંથી પેદા થયો છે. માટીની ખાસિયત દીનતા અને વિનમ્રતા અને આજીજી છે. માટીના આ પુતળામાં અહંકાર ત્યારે જ પેદા થઈ શકે છે, જ્યારે કે તે પોતાની હકીકતને ન સમજે અને પોતાની હેસિયતને ભૂલી જાય.

(૨) દુનિયાએ સ્ત્રી અને પુરુષને પણ નિમ્નતર અને ઉચ્ચતરના ખાનાઓમાં વહેંચી નાખ્યા હતા. પુરુષ ઉચ્ચતર હતો અને સ્ત્રી નિમ્નતર હતી. આજે પણ આ વહેંચણી વ્યવહારમાં જોવા મળે જ છે. કુર્આનના આ વર્ણનથી કે અલ્લાહે પુરુષનું જોડું તેની જ સહજાતિથી પેદા કર્યું, આ તુચ્છ વહેંચણીનું ખંડન થાય છે. પુરુષનું જોડું તેની જ સહજાતિમાંથી છે, કોઈ અન્ય જાતિમાંથી નથી, તેથી તેમાંથી કોઈના પણ નિમ્નતર કે ઉચ્ચતર હોવાનો પ્રશ્ન જ નિર્રથક છે. અલ્લાહે તેમના વચ્ચે પ્રેમ અને દયાની ભાવના મૂકી દીધી છે. તેમના દરમ્યાન નફરત કે વૈમનસ્યનું પેદા કરવું કે જોવા મળવું તદ્દન અસ્વાભાવિક અને અપ્રાકૃતિક છે.

(૩) ફરમાવ્યું : (અલ્લાહની નિશાનીઓમાંથી એક નિશાની આકાશ અને ધરતીનું સર્જન છે) કુદરતની નિશાનીથી કોઈ વ્યક્તિ ઇન્કાર કરી શકતો નથી. તેમાં એ વાત તરફ સૂક્ષ્મ ઇશારો છે કે લાખો માઈલના અંતર અને સફર હોવા છતાં અલ્લાહના આદેશે ધરતી અને આકાશની વચ્ચે એકતા પેદા કરી દીધી છે. તે કોઈપણ પ્રકારની અથડામણ વગર અલ્લાહે બનાવેલ નિયમાનુસાર ભ્રમણ કરી રહ્યા છે. જો ધરતીના મનુષ્યો પણ તેના આદેશોના પાબંદ થઈ જાય તો તેમના પણ તમામ ઝઘડાઓ અને વિવાદો સમાપ્ત થઈ શકે છે અને તેમના દરમ્યાન એકતા પેદા થઈ શકે છે.

(૪) રંગરૂપ અને ભાષાના તફાવતને પણ કુદરતની એક નિશાની ઠેરવવામાં આવી છે. સ્પષ્ટ છે કે કુદરતની નિશાનીઓ બોધ માટે હોય છે, લડવા-ઝઘડવા માટે નથી હોતી.

(૫) આ દુનિયામાં દરેક વ્યક્તિ સૂવા, જાગવા અને ધંધા-રોજગાર માટે દોડધૂપ કરવા મજબૂર છે. આ પણ કુદરતની નિશાની છે, જે દર્શાવે છે કે દુનિયાનો કોઈપણ માણસ જરૂરિયાતોથી નિરપેક્ષ નથી અને આ જરૂરિયાતોનું સ્વરૂપ પણ એક જેવું છે. જ્યારે જરૂરિયાતોએ સૌને એક કરી દીધા છે, તો તેમના દરમ્યાન નિમ્ન હોવાનો અને ઉચ્ચ હોવાનો પ્રશ્ન જ નિરર્થક છે.

આ હકીકતો તરફ કુર્આને અન્ય જગ્યાએ પણ, ક્યાંક વિસ્તારથી અને ક્યાંક સંક્ષિપ્તમાં, ધ્યાન દોર્યું છે. જો વ્યક્તિ ઠંડા દિલથી આના ઉપર વિચાર કરે તો માનવ-જાતને તેના તમામ ભેદ અને તફાવતો છતાં એક એકમ અને સમુદાય માનવા મજબૂર થશે.

## ઈજ્જત અને પ્રતિષ્ઠાનું માપદંડ માત્ર તકવા (ઈશભય) છે

માનવીનું દુર્ભાગ્ય એ છે કે તેણે વર્ણ અને વંશ, પરિવાર અને કુળ, કોમ (રાષ્ટ્ર, જાતિ) અને વતન તેમજ ભાષા અને બોલીના તફાવતોને કુદરતની નિશાની સમજીને તેનાથી બોધ પ્રાપ્ત ન કર્યો, બલ્કે તેમને ઈજ્જત અને અપમાન તથા શ્રેષ્ઠતા અને નિમ્નતાના માપદંડ બનાવી લીધાં; જ્યારે કે ઈજ્જત (પ્રતિષ્ઠા) અને અનાદર કે અપમાનનો સંબંધ રંગ-રૂપ, રહેણી-કરણી અને બોલચાલથી નથી, બલ્કે ઈમાન અને આચરણથી છે. જે વ્યક્તિ પોતાની જાતને અલ્લાહનો બંદો સાબિત કરે, તેનાથી ડરીને જીવન વિતાવે અને તેની કૃપાઓને પાત્ર બનવાની કોશિશ કરે, એ જ ઈજ્જતવાળો, પ્રતિષ્ઠિત અને કુળવાન (શરીફ) છે. જે વ્યક્તિ આ ગુણોથી ખાલી છે, તેના માટે અલ્લાહને ત્યાં ઈજ્જત અને પ્રતિષ્ઠાનું કોઈ સ્થાન નથી, ચાહે દુનિયાવાળાઓની નજરમાં તેનું સ્થાન ગમે તેટલું ઊંચું કેમ ન હોય. કુર્આને ખૂબ સ્પષ્ટતાથી કહ્યું છે –

يَٰٓأَيُّهَا ٱلنَّاسُ إِنَّا خَلَقْنَٰكُم مِّن ذَكَرٍ وَأُنثَىٰ وَجَعَلْنَٰكُمْ
شُعُوبًا وَقَبَآئِلَ لِتَعَارَفُوٓا۟ ۚ إِنَّ أَكْرَمَكُمْ عِندَ ٱللَّهِ
أَتْقَىٰكُمْ ۚ إِنَّ ٱللَّهَ عَلِيمٌ خَبِيرٌ ۝

"લોકો ! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા અને પછી તમારી કોમો (જાતિઓ) અને કબીલા (બિરાદરીઓ) બનાવી દીધા, જેથી તમે એકબીજાને ઓળખો. હકીકતમાં અલ્લાહના નજીક તમારામાં સૌથી વધુ પ્રતિષ્ઠિત તે છે જે તમારામાં સૌથી વધુ તકવાવાળો (અલ્લાહથી ડરનાર, સંયમી) છે. નિશ્ચિતપણે અલ્લાહ સર્વજ્ઞ અને સુમાહિતગાર છે."
(સૂરઃ હુજુરાત, ૧૩)

કુર્આનની આ આયતે ઈજ્જત અને પ્રતિષ્ઠા તથા અનાદર અને દીનતાના તમામ ખોટા માપદંડો સમાપ્ત કરી દીધા. આમાં સ્પષ્ટ રૂપે એ ઘોષણા કરી દેવામાં આવી છે કે

જન્મજાત કોઈને પણ કોઈપણ પ્રકારની શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. અહીં ન તો કોઈ માતાના પેટમાંથી નિર્દોષ પેદા થાય છે, ન ગુનાઓ અને પાપોનું પોટલું પોતાના માથા પર મૂકીને આવે છે. ન તેના હાથમાં શ્રેષ્ઠતાની સનંદ અને પ્રમાણપત્ર હોય છે, ન નિમ્નતા અને દીનતાનો પરવાનો. મનુષ્યનું ગૌરવ અને તેની શ્રેષ્ઠતા તેની પોતાની નેકી (સદાચાર) અને તકવા (ઈશભય અને સંયમ)થી જોડાયેલ છે. મહિમાવાન અને સર્વોચ્ચ અલ્લાહના દરબારમાં વંશ-વર્ણ અને પરિવાર કે કુળનો નહીં, બલ્કે તકવાનો પ્રશ્ન થશે. જેમના હૃદયોમાં તકવા (ઈશભય અને સંયમ) હશે, એ જ તેના ઇનામ અને તેના તરફથી સન્માનનો અધિકારી ઠરશે. જેમનું જીવન અલ્લાહના ડરથી ખાલી હશે, તેમને અલ્લાહની પકડથી કોઈ વસ્તુ નહીં બચાવી શકે.

## ખોટા અને જૂઠા માપદંડોની સુધારણા

દુનિયાની વિભિન્ન કોમો અને કબીલાઓએ ઇજ્જત અને અનાદરના જે જૂઠા માપદંડો બનાવી લીધા હતા, પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ તેમાંથી એકે-એકને જડમૂળમાંથી ઉખાડી ફેંક્યા અને સમગ્ર માનવ-જાત માટે ફક્ત એક 'તકવા' અને 'ખુદાતરસી' (ઈશનિષ્ઠા)ને માપદંડ ઠેરવ્યું.

## કોમી (રાષ્ટ્રીય) અને વંશીય ગર્વ અને અહંકારની ટીકા

કોમી (રાષ્ટ્રીય, જાતીય) અને વંશીય ગર્વ અને અહંકારે હંમેશા બીજી કોમો અને બીજા વંશવાળાઓને સમાનતા અને બરાબરીની હેસિયત આપવાથી ઇન્કાર કર્યો અને તેમના સાથે સમાનતાના વ્યવહારની પરવાનગી ન આપી. પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ 'હજ્જતુલ-વિદાઅ' (અંતિમ હજ્જ) પ્રસંગે જે અનુપમ સંબોધન કર્યું, એમાં આના ઉપર સખત પ્રહાર કર્યો અને માનવ-જાતની એકતાનું એલાન કર્યું. આપ ﷺ એ ફરમાવ્યું :

يَاأَيُّهاالناس الا ان ربكم لواحد، وان اباكم واحد، الا لا فضل
لعربى على عجمى ولا لا حمر على اسود ولا لا اسود علىٰ
احمر الا با لتقوىٰ.

''હે લોકો ! સાંભળી લો, વાસ્તવિકતા એ છે કે તમારો રબ (માલિક અને પાલનહાર) એક છે અને તમારા પિતા (પણ) એક છે. સાંભળી

લો, કોઈ આરબને અજમી (બિનઆરબ) પર, કોઈ અજમીને આરબ પર, કોઈ ગોરાને કાળા પર અને કોઈ કાળાને ગોરા પર 'તકવા' (ઈશભય અને સંયમ) સિવાય કોઈ અન્ય આધારે કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. (જેના અંદર જેટલો 'તકવા' હશે એટલો જ તે શ્રેષ્ઠ હશે.)

(મુસ્નદે અહમદ, ૫/૪૧૧)

'હજ્જતુલ-વિદાઅ'ના પ્રસંગે આખો હિજાજ પ્રદેશ આપ ﷺ ના આધીન હતો. આપ ﷺ નો પોતાનો સંબંધ પણ અરબસ્તાન સાથે હતો, અને આપ ﷺ ના તમામ સાથીઓ પણ અરબસ્તાનથી જ સંબંધિત હતા. તેથી આરબોમાં પોતાના શ્રેષ્ઠ અને ચઢિયાતા હોવાની ભાવના પેદા થઈ શકતી હતી. આપ ﷺ એ આ ભાવનાને ક્યારેય પેદા થવા ન દીધી અને બતાવ્યું કે તમામ માનવો એક અલ્લાહના બંદાઓ અને એક પિતાના સંતાનો છે. તેમના અંદર શ્રેષ્ઠતા એ વ્યક્તિને પ્રાપ્ત છે, જે તકવાનો ગુણ ધરાવતો હોય અને ખુદાતરસ (ઈશનિષ્ઠ) હોય. પોતાના એક સાથી હઝરત અબૂઝર રદિ.ને આપ ﷺ એ આ જ વાત આ રીતે કહી :

انظر انک لست بخیر من احمر ولا اسود الا ان
تفضل باتقوی.

''જૂઓ, તમે કોઈ ગોરા અને કાળાથી શ્રેષ્ઠ નથી, પરંતુ જો તકવામાં તમે તેમનાથી આગળ વધી જાઓ (તો તમે તેમનાથી શ્રેષ્ઠ છો).''

(મુસ્નદે અહમદ, ૫/૧૫૮)

## પારિવારિક અને કુળ પર ગર્વ અને અહંકારની ટીકા

પરિવાર અને કુળના અહંકાર અને ગર્વએ માનવ-એકતાને નુકસાન કર્યું છે. પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ આની પણ મનાઈ કરી. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ.ની રિવાયત (નોંધ) છે કે અલ્લાહના રસૂલ (ઈશદૂત) ﷺ એ ફરમાવ્યું :

لا تفتخروابا بائکم الذین ماتوافی الجاهلیة
فوالذی نفسی بیده لَماَ یدهده الجعلَ بفخریه خیر
من اٰبائکم الذین ماتوافی الجاهلیة.

"પોતાના પૂર્વજો અને બાપદાદાઓ પર ઘમંડ ન કરો, જે અજ્ઞાનતાકાળ (બિનઈસ્લામ કાળ)માં મૃત્યુ પામ્યા છે. એ હસ્તીના સોગંદ, જેના હાથમાં મારા પ્રાણ છે ! છાણનો કીડો પોતાના નસકોરાથી જે ગંદકીને ઠેર-ઠેર નાખતો ફરે છે, તે વધારે સારો છે આ તમારા પૂર્વજોથી, જેઓ અજ્ઞાનતા (બિનઈસ્લામ)ની સ્થિતિમાં જ આ દુનિયાથી ચાલ્યા ગયા."

(મુસ્નદે અહમદ, સં. અહમદ મુહમ્મદ શાકિર, ૪/૨૬૦-૨૬૧)

આ વાત વધારે વિસ્તારથી એક બીજી નોંધમાં કહેવામાં આવી છે. હઝરત અબૂ હુરૈરહ રદી. કહે છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું

لینتھین اقوام یفتخرون بآ بائِھم الذین ماتوا انماھم فحم جھنم اولیکونن اھون علیٰ اللّٰہ من الجعل الذی یدھدہ الخیرء باتفہ ان اللّٰہ اذھب عنک عبیّة الجاھلیةِ و فخرَھا با لآ باء انما ھو مومن تقی وفاجر شفی الناس یتو آدم خلق من تراب.

"લોકો ! (અજ્ઞાનતાકાળમાં) મૃત્યુ પામેલા બાપદાદાઓ (પૂર્વજો) પર ગર્વ લેવાનું અને ઘમંડ કરવાનું બિલકુલ છોડી દો, એટલા માટે કે તેઓ તો જહન્નમનો કોલસો બની ચૂક્યા છે, નહિં તો તેઓ અલ્લાહની દૃષ્ટિમાં એ છાણના કીડાથી વધારે અપમાનિત થઈ જશે જે કીડો ગંદકીને પોતાની નાકથી આમતેમ ફેંકતો રહે છે. અલ્લાહતઆલાએ તમારામાંથી અજ્ઞાનતા (બિનઈસ્લામ)ના ગર્વ અને બાપદાદા પર અહંકાર (ની બૂરાઈ)ને દૂર કરી દીધેલ છે. માણસ, બસ બે પ્રકારના હોય છે - ઈમાનવાળા અને ખુદાતરસ અથવા દુરાચારી અને દુષ્ટ. તમામ લોકો આદમના સંતાનો છે અને આદમ માટીમાંથી પેદા કરવામાં આવ્યા હતા."

(તિરમિઝી - કિતાબુલ મનાકિબ, અબૂ દાઉદ - કિતાબુલ અદબ, બાબ ફીલ તફાખુર)

હઝરત સુમરા બિન જન્દબ રદિ.નું કથન છે કે પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું :

الحسب المال والكرم التقوىٰ.

"વંશ (કે પેઢી કે કુળ) તો ધનદોલત છે અને બુઝુર્ગી અને શરાફત (પ્રતિષ્ઠા અને શ્રેષ્ઠતા) તો તકવાથી છે." (તિરમિઝી-અબ્વાબુલ તફ્સીર-સૂરઃ હુજુરાત, ઈબ્ને માજા-અબ્વાબુલ ઝુહદ-બાબ અલ-વરઅ વત્-તકવા)

વંશ, પેઢી અને કુળનો સંબંધ પરિવારથી છે, પરંતુ દુનિયાની નજરમાં ધનદોલતનું અસલ મહત્ત્વ છે. પ્રતિષ્ઠા અને શ્રેષ્ઠતા એક બીજી જ વસ્તુ છે. તે 'તકવા' અને ખુદાતરસી (ઈશનિષ્ઠા)થી જન્મે છે.

હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ ને પ્રશ્ન પૂછવામાં આવ્યો કે – مَنْ اَكْرَمُ النَّاس ؟ લોકોમાં સૌથી બુઝુર્ગ (પ્રતિષ્ઠિત, શ્રેષ્ઠ) કોણ છે ? આપ ﷺ એ ફરમાવ્યું : اتقاهم – જે તેમાંથી સૌથી વધારે તકવાવાળો (ઈશ્વરથી ડરવાવાળો અને સંયમી) છે. અરજ કરવામાં આવી કે અમે તો એક બીજી વાત પૂછવા માગીએ છીએ. આપ ﷺ એ ફરમાવ્યું કે, તમે હસ્બ-નસ્બ (વંશ, પેઢી કે કુળ) વિશે પૂછવા માગો છો. એ રીતે સૌથી વધારે બુઝુર્ગ હઝરત યૂસુફ અલૈ. છે. પોતે નબી (ઈશદૂત) હતા અને એક નબી (હઝરત યા'કૂબ અલૈ.)ના પુત્ર હતા. તેઓ પણ એક નબી (હઝરત ઈસ્હાક અલૈ.)ના પુત્ર હતા અને તેઓ હઝરત ઈબ્રાહીમ અલૈ. ખલીલુલ્લાહના ફરઝંદ હતા.

આમાં એ વાત કહેવામાં આવી છે કે પરિવાર કે વંશ કે કુળ પણ ત્યારે જ શ્રેષ્ઠતા અને પ્રતિષ્ઠાનું કારણ બને છે, જ્યારે તેમાં 'તકવા' (ઈશભય અને સંયમ) હોય. મહાન અલ્લાહના પયગંબરો સૌથી વધારે અલ્લાહથી ડરવાવાળા તથા નેકી (સદાચાર) અને તકવામાં સૌથી આગળ હોય છે. હઝરત યૂસુફ અલૈ.ને એ સૌભાગ્ય પ્રાપ્ત હતું કે તેઓ પણ પયગંબર હતા અને તેમના ઉપર ત્રણ બુઝુર્ગો પણ અલ્લાહના પયગંબરો હતા.

સહાબા રદિ.એ અરજ કરી કે, અમારો આશય આ પણ નથી. આપ ﷺ એ ફરમાવ્યું કે, તો તમે 'મઆદિને-અરબ' અર્થાત્ અરબસ્તાનની ખાણો (ભંડારો) વિશે પૂછો છો, તો તેનો જવાબ એ છે કે જેઓ

અજ્ઞાનતાકાળમાં સારા લોકો હતા, તેઓ ઈસ્લામમમાં પણ સારા હશે, શરત એ છે કે તેઓ ઈસ્લામમમાં સમજણ પેદા કરે.

(બુખારી, કિતાબુલ અંબિયા, બાબ ; મુસ્લિમ, કિતાબુલ ફઝાઈલ)

આમાં પણ આપ ﷺ અજ્ઞાનતાકાળના 'હસ્બ-વ-નસ્બ'ની જગ્યાએ દીનની સમજશક્તિને મહત્ત્વ આપ્યું કે કાલે જે વ્યક્તિ ખૂબીઓ અને યોગ્યતાઓની રીતે સારો હતો, તે જ વ્યક્તિ આજે પણ સારો હશે; પરંતુ શરત એ છે કે તે દીનનું જ્ઞાન પ્રાપ્ત કરે અને તેના અંદર તેની ઊંડી સમજણ પેદા થઈ જાય.

પોતાના પરિવાર પર ગર્વ પણ કરવામાં આવે છે અને બીજાઓના પરિવાર અને વંશ અને કુળ પર મહેણા-ટોણા પણ મારવામાં આવે છે અને તેમનું અપમાન પણ કરવામાં આવે છે; જો કે ન પહેલી વાત સાચી છે અને ન બીજી. ખામીઓ તો બધામાં હોય છે. કોઈ તેનાથી સુરક્ષિત નથી. પૂર્ણતા અને પરાકાષ્ઠા કેવળ અલ્લાહની હસ્તીને જ પ્રાપ્ત છે. હઝરત ઉકબા બિન આમિર રદિ.નું કથન છે કે રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું :

ان انسا بكم هٰذه ليست بمسبئةٍ على احد كلكم
بنى اٰدم طف الصاع لم تملؤه ليس لاحد علىٰ
احد علىٰ احد فضل الابدين اوتقوىٰ و كفىٰ
بالرجل ان يكون يذيًّا بخيلاً فاحشا.

"નિઃશંક, તમારા આ વંશ અને કુળ એટલા માટે નથી કે તેના દ્વારા કોઈની માનહાનિ કરવામાં આવે અને તેને કલંકિત કરવામાં આવે. તમે સૌ આદમના સંતાનો છો (બધામાં ખામીઓ છે), જે રીતે 'સાઅ' (વજન)માં કમીને તમે પૂરું કર્યા વિના છોડી દો. કોઈ વ્યક્તિને કોઈના ઉપર દીન (ધર્મ) અને તકવા (ઈશભય અને સંયમ) સિવાય કોઈ અન્ય કારણથી કોઈપણ પ્રકારની શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. માણસના વિનાશ માટે તેનું બકવાસ કરવું અને કડવું બોલવું, કંજૂસ હોવું તેમજ અશિષ્ટ અને અવિવેકી હોવું જ પૂરતું છે." (મુસ્નદે અહમદ, ૪/૧૫૮)

## ધનદોલતના અહંકાર પર ટીકા

ધનદોલત અને ઈજ્જત કે પ્રતિષ્ઠાના આધારે પણ માનવ-જાતને વહેંચી નાખવામાં આવી છે. સાધન-સંપન્ન અને ખુશહાલ લોકોએ ગરીબો અને નિર્ધનોને દબાવીને રાખ્યા અને ખૂબ જ ખરાબ રીતે તેમનું શોષણ કર્યું. આનાથી જ ધીમે-ધીમે જાગીરદારો અને મહેનત-મજૂરી કરતા લોકોના બે સ્થાયી સમૂહો પેદા થઈ ગયા અને તેમના વચ્ચે ઘર્ષણ શરૂ થઈ ગયું. આજે આ ઘર્ષણ તેની પરાકાષ્ઠાએ પહોંચી ગયું છે. મૂડીવાદીઓ મજૂરોનો દુરુપયોગ કરવા માગે છે અને મજૂરો પોતાના અધિકારોની વધારેમાં વધારે માગણીઓ કરતા જાય છે. વાત ત્યાં સુધી જ અટકતી નથી, બલ્કે માનવીની આર્થિક સ્થિતિ તેની ઈજ્જત અને પ્રતિષ્ઠાનું માપદંડ બની ગયું છે. પૂંજીપતિએ, જે માત્ર પોતાના પૈસાથી ભોગવિલાસ કરે છે, સમાજમાં ઈજ્જતનું સ્થાન પ્રાપ્ત કરી લીધું અને જે બિચારો મહેનત-મજૂરી કરીને પોતાની રોજી કમાય છે, તેને નીચ અને અપમાનિત સમજી લેવામાં આવ્યો. ઈસ્લામે આ બંને વાતોને જડમૂળથી ઉખેડી ફેંકી છે. તેણે એક તરફ તો ઈજ્જત અને પ્રતિષ્ઠાના મામલાને હલ કર્યો, અમીરોના માલમાં ગરીબોનો હક્ક નિર્ધારિત કર્યો, ધનદોલત જમા કરવા અને ખર્ચ કરવા પર નૈતિક અને કાનૂની પ્રતિબંધો મૂક્યા, દરેકને આજીવિકાની શોધ માટે ઉત્તેજન આપ્યું, જાયઝ (ઉચિત અને કાયદેસર) સાધનોની પ્રાપ્તિ માટે સહાયતા કરી અને જે વ્યક્તિ આર્થિક દોડધૂપ ન કરી શકતો હોય તેના ભરણપોષણને પોતાના શિરે લીધું; બીજી તરફ જાહેર એલાન કર્યું કે ધનદોલત અને સમૃદ્ધિ ઈજ્જત અને પ્રતિષ્ઠાનું માપદંડ નથી. દુનિયાએ જો તેને ઈજ્જત અને પ્રતિષ્ઠાનું માપદંડ બનાવી લીધું છે, તો તે ખોટું છે. તેણે આ માપદંડને છોડવું પડશે. કાલે કયામત (પુનર્જીવન)ના દિવસે મહિમાવાન અલ્લાહ માનવીના ધનને નહીં, બલ્કે તેના કાર્યો અને આચરણને જોશે. ત્યાં સફળ એ જ વ્યક્તિ થશે, જેના કાર્યો સારા હશે. દુરાચારી વ્યક્તિને અલ્લાહની પકડથી કોઈ વસ્તુ નહીં બચાવી શકે. કુર્આનમાં સ્પષ્ટ શબ્દોમાં ફરમાવ્યું છે કે –

وَمَآ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ بِالَّتِيْ تُقَرِّبُكُمْ عِنْدَنَا زُلْفٰٓى
اِلَّا مَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۡ فَاُولٰٓئِكَ لَهُمْ جَزَآءُ الضِّعْفِ بِمَا عَمِلُوْا
وَهُمْ فِي الْغُرُفٰتِ اٰمِنُوْنَ ﴿٣٧﴾ وَالَّذِيْنَ يَسْعَوْنَ فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ
اُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿٣٨﴾

"આ તમારું ધન અને તમારા સંતાનો નથી જે તમને અમારાથી નિકટતાનું સ્થાન પ્રદાન કરે. હા, પરંતુ જેઓ ઈમાન લાવે અને સદ્‌કાર્યો કરે તો એવા લોકો માટે તેમના કર્મોનું બમણું વળતર મળશે, અને જેઓ ભવ્ય અને ઊંચા ભવનોમાં શાંતિપૂર્વક રહેશે અને જે લોકો અમારી આયતોને નીચું દેખાડવા માટે દોડધૂપ કરે છે, તો તે સૌને અઝાબ (યાતના)માં નાખી દેવામાં આવશે." (સૂરઃ સબા, ૩૭-૩૮)

ધન-સંપત્તિ નેતૃત્વ અને પ્રતિષ્ઠાનું પણ માપદંડ રહ્યું છે. જે લોકોના હાથોમાં ખજાનાઓની ચાવીઓ હતી, તેમણે જ સામાન્ય રીતે ગરીબ લોકો ઉપર શાસન કર્યું અને તેમના સાથે પશુઓથી પણ વધારે ખરાબ વ્યવહાર કર્યો. ઈસ્લામે આ માપદંડને પણ બદલી નાખ્યું. કુર્આન-મજીદે બની ઈસરાઈલના એક પ્રસંગના અનુસંધાનમાં એ વાસ્તવિકતા સમજાવી છે કે માનવી નેતૃત્વને લાયક તેની ધન-સંપત્તિના કારણે નથી થતો, બલ્કે તેના માટે શ્રેષ્ઠ બૌદ્ધિક અને શારીરિક યોગ્યતાઓની આવશ્યકતા છે. બની ઈસરાઈલે પોતાના એક નબી (પયગંબર)થી દરખાસ્ત કરી કે અમે અમારા દુશ્મન (અમાલકા)થી મુકાબલો કરવા માગીએ છીએ, તેથી અમારા માટે એક કમાન્ડરની પસંદગી કરવામાં આવે. તે વખતના નબીએ એક યોગ્ય અને કાબેલ ગુણોવાળા વ્યક્તિ 'તાલૂત'ની પસંદગી કરી. આ જોઈને આખી કોમનો તોબરો ચઢી ગયો અને નાખુશ થઈ ગઈ અને કહ્યું –

أَنَّىٰ يَكُونُ لَهُ الْمُلْكُ عَلَيْنَا وَنَحْنُ أَحَقُّ بِالْمُلْكِ مِنْهُ
وَلَمْ يُؤْتَ سَعَةً مِّنَ الْمَالِ

"આને અમારા ઉપર શાસન કરવાનો હક્ક કેવી રીતે મળી શકે છે ? શાસન કરવાના તેનાથી વધારે હક્કદાર તો અમે છીએ. તેને તો આર્થિક સંપન્નતા અને સમૃદ્ધિ પણ આપવામાં નથી આવી."

(કુર્આન, સૂરઃ બકરહ, ૨૪૭)

નબીએ આ અશિષ્ટતા અને બકવાસને સાંભળીને જવાબ આપ્યો –

إِنَّ اللَّهَ اصْطَفَاهُ عَلَيْكُمْ وَزَادَهُ بَسْطَةً فِي الْعِلْمِ وَالْجِسْمِ
وَاللَّهُ يُؤْتِي مُلْكَهُ مَن يَشَاءُ وَاللَّهُ وَاسِعٌ عَلِيمٌ

"અલ્લાહે (તમારી સરખામણીમાં) તમારા માટે તેને પસંદ કર્યો છે અને તેને બૌદ્ધિક અને શારીરિક બંને પ્રકારની લાયકાતો ભરપૂર પ્રમાણમાં પ્રદાન કરી છે. અલ્લાહ પોતાનું રાજ્ય (સત્તા) જેને ચાહે આપે છે, અલ્લાહ ખૂબ વિશાળતા ધરાવે છે અને સર્વજ્ઞ છે."

(સૂરઃ બકરહ, ૨૪૭)

તેનો અર્થ એ છે કે તાલૂત ભલે કોઈ આર્થિક હેસિયત ન ધરાવતો હોય, તેના અંદર અસાધારણ જ્ઞાન અને જબરજસ્ત શારીરિક શક્તિ મોજૂદ છે. અલ્લાહના નજીક આ જ ગુણોનું મહત્ત્વ છે. તેથી તેણે જ સરદાર હોવું જોઈએ, બીજું કોઈ કારણ નથી કે તેના નેતૃત્વને કબૂલ કરવામાં ન આવે.

હદીસોમાં પણ આ હકીકત જુદા-જુદા પાસાઓથી સમજાવવામાં આવી છે કે અલ્લાહના નજીક ધનદોલતનું નહીં, બલ્કે નેકી (સદાચાર) અને તકવાનું મૂલ્ય છે.

હઝરત સહલ બિન સઅદ સાઅદી રદિ. કહે છે કે એક વ્યક્તિ ત્યાંથી પસાર થયો (અમુક રિવાયતોથી જાણ થાય છે કે તે કુરૈશનો હતો, ધનવાન હતો અને સારા વસ્ત્રોમાં હતો). રસૂલુલ્લાહ ﷺ એ સહાબા રદિ.ને પૂછ્યું કે આના વિશે તમે લોકો શું અભિપ્રાય ધરાવો છો? એક વ્યક્તિએ અરજ કરી કે આ તો કુળવાનોમાંથી છે, તેનામાં એ લાયકાત છે કે ક્યાંક સંદેશો મોકલે તો તેનું લગ્ન થઈ જાય અને કોઈની ભલામણ કરે તો તેની ભલામણ સાંભળવામાં આવે. થોડી વાર પછી એક નિર્ધન વ્યક્તિ ત્યાંથી પસાર થયો. આપ ﷺ એ લોકોને તેના વિશે પૂછ્યું તો અરજ કરી કે આ મુસ્લિમ ગરીબોમાંથી એક છે. એના કાબેલ નથી કે ક્યાંક સંદેશો મોકલે તો તેના નિકાહ થઈ જાય અથવા કોઈની ભલામણ કરે તો તેની ભલામણને કબૂલ કરી લેવામાં આવે. આપ ﷺ એ ફરમાવ્યું : જેને તમે કુળવાન કહ્યો, તેના જેવા માણસોથી આ આખી ધરતી ઉભરાઈ જાય તો પણ તે સૌ લોકોથી આવો એક ગરીબ-ફકીર માણસ વધારે સારો છે.

(બુખારી, કિતાબુન્-નિકાહ, બાબ : અલ-ઈકફા ફીદ્-દીન)

હઝરત અબૂ હુરૈરહ રદિ.નું કથન છે કે પયગંબર હઝરત મુહમ્મદ ﷺ એ ફરમાવ્યું :

ان الله لا ينظر افى صدر كل و اموالكم ولكن ينظر الٰى قلوبكم واعمالكم.

"અલ્લાહ તમારા ચહેરાઓ અને ધનદોલતને નથી જોતો, બલ્કે તે તમારા હૃદયો અને તમારા કાર્યોને જૂએ છે." (મુસ્લિમ, કિતાબ અલ-બિર વલ-સિલા, બાબ : તેહરીમે ઝુલ્મે મુસ્લિમ)

## તકવાનો અર્થ વ્યાપક છે

આ જ વાત રસૂલુલ્લાહ ﷺ એ બીજા ઘણાં પ્રસંગે પણ ફરમાવી છે કે ઈમાન અને તકવા જ 'બુઝુર્ગી' (ઇજ્જત અને પ્રતિષ્ઠા)નો આધાર છે. અલ્લાહત્આલા એને જ જૂએ છે. તકવાનો અર્થ ખૂબ વ્યાપક છે. તેમાં અલ્લાહની સાચી ઓળખ, તેના આદેશોનું પાલન, તેના બંદાઓના હક્કોની અદાયગી, ભલાઈઓને પ્રચલિત કરવી અને તેની સ્થાપના કરવી અને બૂરાઈઓના નિર્મૂલન માટે કોશિશ કરવી વગેરેનો સમાવેશ થાય છે. કેટલીક હદીસોમાં આ તમામ પાસાઓનો સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દુર્રા બિન્તે લહબ કહે છે કે રસૂલુલ્લાહ ﷺ મિમ્બર પર બેસેલા હતા કે એક વ્યક્તિએ આપ ﷺ ને પૂછ્યું – ؟ خَيْرُ النَّاسِ ای સૌથી સારો માણસ કોણ ? આપ ﷺ એ ફરમાવ્યું :

خَيْـرُ النَّاسِ اَقْرَأُهُمْ، وَاتقَاهُمْ لِلّٰهِ عَزَّوَجَلَّ، وَاٰمُرُهُمْ بِـاالْـمَـعْـرُوْفِ وَ اَنْهـاَهُـمْ عَـنِ الْمُنكَرِ، وَاَوْصَلُهُمْ لِلرَحِمْ.

"મનુષ્યોમાં સૌથી વધારે સારો માણસ એ છે, જે તેમનામાંથી અલ્લાહના ગ્રંથ (કુર્આન)ને સૌથી વધારે પઢવાવાળો, મહાન અને સર્વોચ્ચ અલ્લાહથી સૌથી વધારે ડરવાવાળો, ભલાઈઓની સૌથી વધારે આજ્ઞા કરવાવાળો અને બૂરાઈઓને સૌથી વધારે રોકવાવાળો અને રિશ્તા-નાતાઓની સૌથી વધારે કાળજી રાખનારો હોય."

(મુસ્નદે અહમદ, ૬/૪૩૨)

આ છે ઉચ્ચ ગુણો, જે માનવીને પ્રતિષ્ઠિત અને કુળવાન હોવાનો હકદાર બનાવે છે. રસૂલુલ્લાહ ﷺ ના નજીક આનું જ મૂલ્ય અને મહત્ત્વ હતું. હઝરત આઈશા રદિ. કહે છે કે તકવા સિવાય દુનિયાની કોઈ વસ્તુ આપ ﷺ ની નજરમાં મહત્ત્વની નહોતી.

مَا اَعْجَبَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰه عليه وَ سَلَّم شیءٌ
من الدنياَ وَلاَ اَعْجَبَه اَحَدٌ قط الا ذُوتقيٍ.

"રસૂલુલ્લાહ ﷺ માટે દુનિયાની કોઈ વસ્તુ ક્યારેય પણ આશ્ચર્યજનક અને અચરજનું કારણ નહોતી, અને ન તો કોઈ માણસને આપ ﷺ ક્યારેય હેરત અને ખુશીથી જોતા, સિવાય કે તે માણસ મુત્તકી (તકવાવાળો, ઈશનિષ્ઠ અને સંયમી) હોય." (મુસ્નદે અહમદ, ૬/૬૯)



# સમાપન

આમ, ઈસ્લામ મનુષ્યના અંદર એ વિશ્વાસ પેદા કરે છે કે સૌ માનવો અલ્લાહના બંદાઓ અને તેના ગુલામ છે. તેઓ એક પરિવારના સભ્યો છે, જેમણે હળીમળીને અલ્લાહની બંદગી (ઉપાસના)નું કર્તવ્ય અદા કરવાનું છે. તેઓ એક છે અને એક જ કાર્ય માટે પેદા કરવામાં આવ્યા છે. અલ્લાહની નજરમાં ન કોઈ ખાસ લોકો કે વ્યક્તિ નિમ્ન છે અને ન શરીફ (કુળવાન). સૌની હેસિયત એક છે. માનવો દરમ્યાન ભાષા અને બોલી, રંગ અને કોમ (જાતિ, રાષ્ટ્ર) અને વતનના જે તફાવતો જોવા મળે છે, તે અવાસ્તવિક તફાવતો છે, જે કેટલાક નાના-નાના કારણો અને પરિબળો હેઠળ અસ્તિત્વમાં આવે છે. કાલે કયામતના દિવસે મનુષ્યના ભાગ્યનો ફેંસલો આ નિમ્ન સ્તરના કારણો અને પરિબળોના આધારે નહીં થાય, બલ્કે તેના ઈમાન અને આચરણના આધારે થશે. ત્યાં સૌથી શ્રેષ્ઠ એ લોકો હશે, જેઓ અલ્લાહના આજ્ઞાંકિત છે, જેમના અંદર તકવા (ઈશનિષ્ઠા અને સંયમ) જોવા મળે છે અને જેમનું આચરણ સારું છે. જેઓ આ ગુણો અને ખૂબીઓથી વંચિત છે, તેમને અલ્લાહના અઝાબ (યાતના)થી ન કોઈ હોદ્દો અને પદ બચાવી શકે છે અને ન વંશ અને કુળ. તેના માટે તો અપમાન જ અપમાન છે. આ વિશ્વાસ ઉચ્ચતા અને નીચતાના તમામ જૂઠા ભેદભાવો અને તફાવતોને સમાપ્ત કરી નાખે છે અને તમામ મનુષ્યો પોતાના મતભેદો અને તફાવતોને ભૂલીને એક હરોળમાં ઊભા થઈ જાય છે. દુનિયાની વિભિન્ન અને પરસ્પર સંઘર્ષરત કોમો (રાષ્ટ્રો, જાતિઓ) અને સમુદાયોને માત્ર આ જ આધારે જોડી શકાય છે. તેના સિવાય તેની એકતાનો બીજો કોઈ ઉપાય નથી. શું દુનિયા આના માટે તૈયાર છે ? ભવિષ્ય જ આ પ્રશ્નનો જવાબ આપી શકે છે.

